# કોંગ્રેસની કેટલીક અરાજકીય સિદ્ધિઓ

78











ચૂંટણીજંગ માળા નં. ૪

# કોંગ્રેસની કેટલીક અરાજકીય સિદ્ધિઓ

લેખક:
ડૉ. એચ. સી. મુકરજી
એમ. એ., પી. એચ. ડી., એમ. એલ. એ.

અનુવાદક:
ચન્દ્રકાન્ત મહેતા

આદિવચન:
બાળ ગંગાધર ખેર

મુંબઇ
હમારા હિન્દોસ્તાં પ્રકાશન
૮ આના

# આદિવચન

આગામી પ્રાંતીય ધારાસભાની ચૂંટણી સમયે, ચૂંટણીને લગતા વિષયો વિષે 'હમારા હિન્દુસ્તાન પ્રકાશને' પાંચ પુસ્તિકાઓ પ્રગટ કરવાનું નિરધાર્યું છે. ચૂંટણીની જોડે જે મહત્ત્વના પ્રશ્નો સંકળાયલા છે તેને યોગ્ય ન્યાય આપી શકે, અને એ પ્રશ્નો સરળતાથી સમજાવી શકે, એવા પુરૂષોને હાથે એ તૈયાર થઇ છે. જનતાને આ પુસ્તિકાઓ ઉપયોગી થઇ પડશે તેની મને પૂરી ખાત્રી છે, હું એમને પૂરીપૂરી સફળતા મળે એમ ઇચ્છું છું. મને ઘણું દુઃખ થાય છે, કે મને આપેલી બધી સામગ્રી હું વાંચી શક્યો નથી.

બાળ ગંગાધર ખેર

# : પ્રસ્તાવના :

કોંગ્રેસ કંઇ સત્તાના મોહથી અંજાઇ ચૂંટણી જંગમાં ઉતરી નથી. એણે તો બ્રિટીશ શાહીવાદે એને જે પડકાર કર્યો તે ઝીલી લીધો, ને માન્યું કે જનતાની જોડેનો સંપર્ક ગાઢ કરવા માટે, અને વધારવા માટે ચૂંટણી એ એક સારો મોકો છે. આ સમય ને આ વાતાવરણ, કોંગ્રેસના આદર્શો ને ભાવનાઓ લોકો સમક્ષ રજૂ કરવાનો ઘણો અનુકૂળ છે એમ એને લાગ્યું. વળી, આ પ્રચારથી ને જનતામાં કામ કરવાથી ભવિષ્યમાં આવતા આઝાદી જંગ માટે પણ તૈયારી કરી શકાશે એમ પણ એને લાગ્યું. એ રીતે વિચારતાં ચૂંટણીના જંગમાં જેને કામ કરવું હોય તેને માટે ક્ષેત્ર પણ વિશાળ છે ને અવકાશ પણ પૂરતો છે. જોકે, વિશેષ અગત્યનો મુદ્દો તો ભવિષ્યના આઝાદી જંગનો છે.

ચૂંટણી પ્રચારના તંત્રવાહક પંડિત જવાહરલાલ નહેરૂ પોતાના ચૂંટણીના પ્રવાસને અંગેનાં સંસ્મરણોમાં કહે છે કે "૧૯૪૬ ના આ ચૂંટણીજંગે —કે, જેમાં આપણા તરફથી બહુસંખ્ય લોકોએ ભાગ લીધો છે—આખી જનતાને ઢંઢોળી નાંખી છે, અને પરિણામે હું જ્યાં જાઉં છું ત્યાં મને નવું જીવન દેખાય છે, વળી એઓ કહે છે કે "અમને કંઇ ત્રીશલાખ મતદારો જોડે જ નિસ્બત છે એવું નથી, અમને તો લાખો અને કરોડો લોકો કે જેઓ મતદારો નથી તેમનામાં ખરો રસ છે." આપણે આવા પ્રચારનું પૂનરાવર્તન કરવું જોઇએ અને તેમાં સુધારો કરવો જોઇએ, ને એના પરથી બોધ લેવો જોઇએ.

બ્રિટીશ શાહીવાદની ચાલાકીને ઉઘાડી પાડવામાં તથા દેશના ખુણે ખુણામાં કોંગ્રેસનો સન્દેશો પહોંચાડવામાં હમારા હિન્દુસ્તાન પ્રકાશન પણ પોતાથી જેટલો બને તેટલો ફાળો આપે છે.

આ સફળતાથી થાય તેથી

૧. આમ જનતાનું બળ કેટલું સંગીન ને કેટલું વિસ્તારવાળું છે તેનો તાગ કાઢવો, અને આ સંબંધમાં એ કેવી રીતે પ્રદર્શિત થાય તે દર્શાવવા.

૨. ઇતિહાસની પશ્ચાદભૂ લઇને, અત્યારના સળગતા પ્રશ્નોનો અભ્યાસ કરવા.

૩. કોંગ્રેસે જે રાજકીય સિધ્ધિઓ મેળવી છે તે દર્શાવવા.

૪. કોંગ્રેસે રાજકારણના ક્ષેત્ર સિવાય અન્ય ક્ષેત્રોમાં જે પ્રાપ્ત કર્યું હોય તે સ્પષ્ટતાથી દર્શાવવા.

૫. લઘુમતિના સંબંધમાં કોંગ્રેસે શું કર્યું છે તે વિસ્તારથી સમજાવવા.

અમે આ ચૂંટણી જંગને લગતી પુસ્તકમાળાઓ પ્રસિધ્ધ કરીએ છીએ. નીચેની પાંચ પુસ્તિકામાં ઉપર જણાવેલા મુદ્દાઓ ચર્ચવામાં આવ્યા છે.

**૧. આમ જનતાના બળનું પ્રદર્શન**

**૨. કાર્યકર્તાઓ અને મતદારોને ઉપયોગી**

**૩. કોંગ્રેસની કેટલીક રાજકીય સિદ્ધિઓ**

**૪. કોંગ્રેસની કેટલીક અરાજકીય સિદ્ધિઓ**

**૫. કોંગ્રેસ અને લઘુમતિઓ**

આ પુસ્તિકાઓ તૈયાર કરવા નીચેના સભ્યોની એક ખાસ સંપાદક સમિતિ નીમવામાં આવી હતી.

શ્રી. અશોક મહેતા, શ્રી. મોહુદ્દીન હેરીસ,
શ્રીમતી વાયોલેટ આલ્વા,
શ્રી. એમ. ડી. જેફેટ, શ્રી. એમ. જે. ગઝદર.

આ સમિતિએ પોતાનું કાર્ય જે કુનેહથી અને સફળતાથી પાર પાડયું છે તેનો ઉલ્લેખ કરવાની જરૂર નથી.

આત્મપ્રશસ્તિની વાત બાજુએ મૂકીએ તો પણ, હમણાંની વિશિષ્ટ પરિસ્થિતિને જોતાં અહિં લઘુમતિના પ્રશ્નનો ખાસ ઉલ્લેખ કરવો જરૂરી છે. અમારી સંપાદક સમિતિમાં અનેક લઘુમતિઓના તેમજ બહુમતિના બન્નેના પ્રતિનિધિઓ છે, છતાં દેશમાટેનો અને કોંગ્રેસ માટેનો પ્રેમ તો બધાનો સરખો જ જ્વલંત છે, છતાં એક વાતનો ઉલ્લેખ કરતાં અમને ઘણો આનંદ થાય છે અને તે એ કે પાંચે પાંચ પુસ્તિકાઓ નાનામાં નાની લઘુમતિ કોમ-નાઓએ જ લખી છે. આથી એક વાત સાબીત થાય છે કે દરેકને કોંગ્રેસ કે જે આપણી મહાન રાજકીય સંસ્થા છે તેમાં શ્રધ્ધા છે. લઘુમતિકોમના સ્વાતંત્ર્ય-પ્રેમી જનો કોંગ્રેસની હંમેશાં પોતાથી બને એટલી સેવા કરશે તેની કોંગ્રેસ ખાત્રી રાખે. આપણા રાષ્ટ્રીય જીવનના એ જટિલ પ્રશ્ન વિષે આટલું જ પૂરતું છે.

વળી, પોતાને અનેક કામો હોવા છતાં, સંપાદક સમિતિએ એમાં કામ કરવાનું તરતજ કબુલીને અમને જે સહાય્ય આપી છે તે માટે અમે તેમનો આભાર માનીએ છીએ. તે ઉપરાંત શ્રી. ચન્દ્રકાન્ત મહેતા તથા બીજા-ઓએ કરી આપેલ ત્વરિત અનુવાદો માટે તથા આપણા માજીવડાપ્રધાન શ્રી. બાળાસાહેબ ખેરે આ પુસ્તિકાઓનું આદિવચન અમને લખી આપ્યું તે માટે અમે એમના સધળાના પણ ઋણી છીએ.

# કોંગ્રેસની કેટલીક અરાજકીય સિદ્ધિઓ.

## ૧ કેટલીક રાજકીય સિદ્ધિઓ.

કોંગ્રેસ કે જે હિન્દની એકલીજ અખિલ હિન્દની બીનકોમી રાજકીય સંસ્થા છે તેના વિરોધીઓ, અથવા તો, તેના તરફ જેને સહાનુભૂતિ નથી એવા ઘણા એવો પ્રશ્ન પૂછે કે અત્યારસુધી કોંગ્રેસે કર્યું શું? આવા પ્રશ્નનો જવાબ આપતાં એટલા બધા પ્રશ્નો છણવા પડે, અને આપણા રાષ્ટ્રીય જીવનના એટલાં બધાં પાસાં જોવાં પડે, કે એ કાર્ય કરતાં કોઇ નેય ક્ષોભ થાય. સ્વાભાવિક રીતે પ્રથમ તો આપણી સમક્ષ રાજકીય ક્ષેત્રમાં કોંગ્રેસે જે સિદ્ધિ મેળવી છે તે જ આવે. વારંવાર માગણીઓ કરીને ફરી ફરી જેલ, લાઠીમાર, ને શારીરિક યાતનાઓ સહીને, ને બીજા ભોગો આપીને, પરદેશી રાજસત્તા પર દબાણ લાવી, કોંગ્રેસે જનતાના હકોમાં, ને સ્વાતંત્ર્યમાં જે વૃદ્ધિ કરી છે, તેનો ઉલ્લેખ કોંગ્રેસ ગર્વથી કરી શકે.

પરન્તુ, કોંગ્રેસે રાજકીય પ્રગતિમાં જે ફાળો આપ્યો છે ત્હેની વિચારણા અહીં કરી નથી. અહીં તો આ લેખકના મત પ્રમાણે કોંગ્રેસે અન્ય ક્ષેત્રોમાં હિન્દના જીવનમાં જે પ્રગતિ આણી છે જે સુધારણા કરી છે ત્હેનું પૃથક્કરણ કરવા પ્રયાસ કર્યો છે.

## ૨ સરકારી ખાતાંમાં હિન્દીઓ.

કોંગ્રેસની સ્થાપના થઇ ત્યારથી જ, સરકારી ખાતાઓમાં વધારે ને વધારે પ્રમાણમાં હિન્દીઓને નોકરી અપાય તે માટે એણે ઝુંબેશ ચલાવી છે. ઇ. સ. ૧૮૭૦ સુધી તો એવી પરિસ્થિતિ હતી કે કોઇ પણ હિન્દી દિવાની

ખાતામાં મોટામાં મોટી આશા સદર અમીન થવાની, ને ફોજદારી ખાતામાં બહુ બહુ તો મામલતદાર થવાની રાખી શકે. સેશન જજ થવાની કે કલેક્ટર બનવાની આશા તો તે વખતે કોઈને સ્વપ્નામાં પણ ન્હોતી. મ્હેં પોતે મ્હારા પિતા પાસેથી સાંભળ્યું છે કે, ઇ. સ. ૧૮૭૧માં જ્યારે ત્રણ બંગાળીઓ આઇ. સી. એસ. બન્યા ત્યારે રેવરંડ બેનર્જીએ—કે જેઓ એમના ભાષાના સંયમ અને ઠરેલ વિચારો માટે જાણીતા હતા,—કહેલું "આજે આપણે પ્લાસીના યુદ્ધમાં જીત મેળવી છે." ત્યાર પછી તો એવી કેટલીય પ્લાસીની લડાઇઓ જીતાઇ ગઇ છે, પરન્તુ આપણે તે તરફ લક્ષ જ આપ્યું નથી. તે વખતના ને આજની સરકારી નોકરોની યાદીની સરખામણી કરવાથી, એ દિશામાં આપણે કેવીક પ્રગતિ કરી છે તે જણાશે, અને એ પ્રગતિનો લગભગ બધો યશ આપણી એ મહાન રાષ્ટ્રીય સંસ્થાની ચળવળને આભારી છે.

આજે આપણે ચારે દિશામાં હિન્દીઓને ઊંચામાં ઊંચા હોદ્દા પર, ને બધા સરકારી ખાતામાં કુશળતાથી ને સફળતાથી કામ કરતા જોઇએ છીએ. પણ એની ચર્ચાની અહિં જરૂર નથી. એ તો માત્ર જેમને એ પહેલાના દિવસો સાંભરે છે, અને તે વખતના પરિસ્થિતિની જેમને ખબર છે, તેઓ જ કોંગ્રેસે હિન્દીઓના કાયદેસર હક્કો મેળવવા માટે જે કંઇ કાર્ય કર્યું છે, અને હક્કો મળ્યા ત્યાં સુધી એ પ્રવૃત્તિમાં જરાય મંદતા આવવા દીધી નથી, તેની કદર કરી શકશે.

જોકે આજે પણ, પ્રાંતીય સરકારના નોકરો અને, શાહી સરકાર જોડે સીધો સંબંધ ધરાવતા નોકરો વચ્ચે મોટો ભેદ છે. અને અમુક સરકારી નોકરોના હક્કોના સંરક્ષણ માટે, ખાસ કાયદાઓ છે, પરન્તુ એ ભેદો પણ ચાલી જશે તે વિશે, કોઇ પણ રાષ્ટ્રવાદી હિન્દીના મનમાં જરા પણ સંશય નથી. જો કે હિન્દી સરકારના લશ્કરી ખાતામાં પણ જે ત્વરિત ગતિથી હિન્દીકરણ ચાલી રહ્યું છે તેનો પણ અહિં ઉલ્લેખ કરી લઉં. જો કે, એમાં મોટે ભાગે, તો આ વિશ્વયુદ્ધ જ કારણભૂત હતું. અને તેથી એનો અહિં માત્ર નિર્દેશ જ કરું છું.

## ૩ ઔદ્યોગિક પ્રગતિ.

બંગાળામાં અને મદ્રાસમાં કાપડનો ઉદ્યોગ સારા પ્રમાણમાં ચાલતો હતો પરન્તુ લેંકેશાયરથી સસ્તો વિલાયતી માલ આવવાથી એ ઉદ્યોગોનું નખ્ખોદ વળી ગયું. ૧૯૦૫માં, બંગાળાના ભાગલા પડ્યા ત્યારે એના વિરોધમાં બંગાળાની જનતાએ બહિષ્કારની ચળવળ ઉપાડી. કલકતાના ટાઉન હોલમાં લગભગ ૩૦થી ૪૦ હજાર માણસોની જંગી સભા મળી હતી તે મ્હને હજી સાંભરે છે. તે દિવસે એકી સાથે ત્રણ સભાઓ ભરવી પડેલી એક ટાઉન હોલને ભોંયતળીયે ને બીજી પહેલે માળે. પણ બધા કરતાં મોટામાં મોટી સભા તો ટાઉન હોલની સ્હામેના મેદાનમાં ભરાયલી. બહિષ્કારની ચળવળ જોત જોતામાં તો આખા દેશમાં પ્રસરી ગઇ, અને ત્યારે જ બ્રિટીશ અમલદારો પોતે કરેલા બીનજરૂરી કાર્યનો વિરોધ કેવો પ્રચંડ હતો તે સમજી શકયા. અને આ બહિષ્કારની ચળવળ પાછળની હિન્દની એકતાનું પણ એમને ભાન થયું. કોંગ્રેસે સીધી બહિષ્કારને સંમતિ આપી ન્હોતી પરન્તુ સ્વદેશીને પ્રોત્સાહન આપી આડકતરી રીતે તો એણે બહિષ્કારને સહાય આપેલી.

આનો પહેલો ફાયદો મુંબઇની મીલોને થયો. એ મીલોમાં વારંવાર ખાતાં વધારી એનો વિસ્તાર કરવો પડેલો. ત્યારથી હાથે વણેલા કાપડની માગ વધી. ત્યાર પછી, આપણી દૃષ્ટિ હાથવણાટ ને હાથકંતામણના કાપડ પર ને ગ્રામઉદ્યોગો તરફ વળી ને એમાં આપણે જે પ્રગતિ કરી છે, ને આપણે સ્વાવલંબી થયા છીએ, એ તો હવે આજે સૌ કોઇને ખબર છે. આપણા શહેરના મોટા ઉદ્યોગોનો પાયો પણ હવે મજબુત થયો છે. જો કે આ સઘળી વાત એવી દીવા જેવી સ્પષ્ટ છે કે એનો ઉલ્લેખ કરવાની જ જરૂર નથી માત્ર કોંગ્રેસે જ આપણા હુન્નર ઉદ્યોગોને પગભર કર્યા ને વેગ આપ્યો, ને એ રીતે આપણને, એ દિશામાં ઘણે અંશે સ્વાવલંબી થતાં શીખવ્યું. અંતમાં નેશનલ પ્લાનીંગ કમીટીઓ, અને, જે કમનસીબ સંજોગોમાં એની પ્રવૃત્તિઓ બંધ થઇ ત્હેનો ઉલ્લેખ આવશ્યક છે.

## ૪ કેટલાક સામાજીક સુધારા.

હિન્દી રાષ્ટ્રીય મહાસભાના પિતા હ્યુમે આપણી એ રાષ્ટ્રીય સંસ્થાના સિધ્ધાંતો અને હેતુઓનું સ્પષ્ટીકરણ કરતા કહ્યું હતું કે "આધ્યાત્મિક, નૈતિક, સામાજિક, ઔદ્યોગિક અને રાજકીય એ બધી દિશામાં હિન્દની પુનર્રચના એ અમારો હેતુ છે" આમ છતાં એમણે ભારપૂર્વક કહ્યું હતું કે "કોંગ્રેસની શકિતઓ વિશેષે કરીને રાષ્ટ્રીય અને રાજકીય કાર્ય કે જેમાં બધા એક અવાજ કાઢી શકે, અને સંગઠિત થઇ શકે, ત્હેમાં જ ખર્ચાશે." પછીથી કોંગ્રેસના બીજા એક મિત્ર વેડરબર્ને કહ્યું હતું કે "રાજકીય ક્ષેત્રમાં કાર્ય કરનારાઓ સામાજિક સુધારાઓ પ્રવૃત્તિમાં પણ ખુબ મદદગાર થઇ પડયા છે."

ગઈ પેઢીના બધાને જ દરીયાની મુસાફરીનો વિકટ પ્રશ્ન હજીય સાંભરતો હશે અને એ બાબતમાં કોંગ્રેસે જે ચળવળ ઉપાડેલી, અને જેને પરિણામે દરીયાની મુસાફરીનો પ્રશ્ન જ આજે રહ્યો નથી, તે પણ સાંભરતું હશે. આજે આપણી સમક્ષ એક બીજો વિકટ પ્રશ્ન આવી પડયો છે અને તે પ્રશ્ન હરિજનો ને અસ્પૃશ્યતાનો છે, અને આ પ્રશ્નનું નિરાકરણ કરવાના પ્રયત્નો પણ બધી જ દિશામાં ચાલુ છે. કોંગ્રેસ જ્યારે હોદ્દા પર હતી, ત્યારે કોંગ્રેસનાં પ્રધાનમંડળોએ આ જાતિના ઉધ્ધાર માટે, સરકારી શિક્ષણખાતા તરફથી વાર્ષિક મદદ આપેલી. હરિજનો જાહેર કુવા તથા રસ્તાનો છૂટથી ઉપયોગ કરી શકે, નિશાળોમાં એમની જોડે સારી રીતનો વર્તાવ થાય, દવાખાનામાં એમને બીજાઓ જેટલી જ સગવડ મળે, ને, એમને મંદિરોમાં દર્શન કરવાનો હક મળે તે માટેની પ્રવૃત્તિ ચાલુ જ છે. મહાત્મા ગાંધીજીએ એમના પોતાના પ્રયત્નથી, તેમજ હરિજન સેવા સંઘ દ્વારા, આ દિશામાં જે મહાન કાર્ય કર્યું છે, તેનું વર્ણન કરવા મ્હારી પાસે પૂરતા શબ્દો નથી.

હરિજનસેવાસંઘે અસ્પૃશ્યતા સ્હામે મોરચા માંડયા તે ઉપરાંત સવર્ણ હિન્દુઓમાં, કોંગ્રેસે શરૂ કરેલા સ્વાતંત્ર્યસંગ્રામને પરિણામે ન્યાતજાતના ભેદો ઓછા થયા છે. સમાન આદર્શો અને સમાન દુઃખોએ એકબીજાને

પુષ્કળ નજીદીકમાં આણ્યા છે. જેલમાં દરેક જ્ઞાતના લોકો એકબીજા જોડે છૂટથી હળતા મળતા, એકબીજાને ઓળખતા, ને આત્મીય સ્વજનોની જેમ પ્રેમથી રહેતા. વળી, ગરીબ અને પૈસાદાર વચ્ચેના ભેદો પણ ઓછા થતા જાય છે. અને બન્ને એકબીજા પ્રત્યે સહાનુભૂતિની નજરે જોતા થયા છે જેલમાં જ પૈસાદાર કોંગ્રેસવાદીઓને એમના ગરીબ ભાંડુઓના દુઃખની ઝાંખી થઇ, અને એમના પર જે સીતમ ગુજરતા હતા તેની જાણ થઇ. આ રીતે નજરે જોયેલાં ને ગરીબોને મુખે જ સાંભળેલા દુઃખથી જાગેલી સહાનુભૂતિને પરિણામે જ પૈસાદાર અને લાગવગવાળા વર્ગે, અખિલભારત ચરખાસંઘ, અખિલભારત ગ્રામઉદ્યોગસંઘ, હરિજન સેવાસંઘ, વર્ધા શિક્ષણ યોજના, અને કોંગ્રેસની મદ્યનિષેધ પ્રવૃત્તિને આર્થિક તેમજ બાજી બધી રીતે સહાય્ય કરી.

## ૪ મદ્યનિષેધ

કોંગ્રેસ સ્થપાઇ ને ત્રણ વર્ષ પછી જ દારૂની વધતી જતી બદી જોઇને એણે મદ્યનિષેધની માગણી કરી. એને પરિણામે પરદેશથી આયાત થતા દારૂ પરની જકાત વધી, દેશીદારૂ પર પણ વધારે પ્રમાણમાં સરકારી કર નંખાયો, બંગાળાની જૂની પધ્ધતિ બંધ થઇ, ને ૧૮૮૯–૯૦ માં મદ્રાસ ઇલાકામાં ૭૦૦૦ કરતાં પણ વધારે દારૂની દુકાનો બંધ થઇ દશ વર્ષ પછી, લાહોરના અધિવેશનમાં, કોંગ્રેસે ઠરાવ કર્યો છે, કે મદ્યનિષેધના પ્રશ્ન વિષેની સરકારની બેદરકારીને લીધે, સસ્તાભાવના દારૂનું વેચાણ ખૂબ વધી ગયું છે, અને એ ઠરાવમા જ કોંગ્રેસે, દવા તરીકે નહિ વાપરાતા એવા દારૂપીનારાઓ પર ભારે કર નાંખી એ લોકોને સહેલાઇથી મળતા દારૂને અટકાવવાનો પ્રબંધ કરવો જોઇએ, એવી ભલામણ સરકારને કરી હતી. વળી એ જ ઠરાવમાં કોંગ્રેસે જણાવ્યું હતું કે "એવા ઉપાયો જો તાત્કાલિક લેવામાં નહિ આવે તો એ દારૂ પીનારાઓની નૈતિક, આર્થિક, અને શારીરિક જે અધોગતિ થઇ રહી છે તે દારૂનો પ્રચારથતી જ રહેશે, અને મજુર વર્ગનાં વધ્યો હોઇને, સરકાર હિન્દની કલાની ઉન્નતિની, અને હિન્દી ઉદ્યોગોના વિકાસની જે મોટી મોટી વાતો કરે છે તેનું પરિણામ શૂન્યમાં જ આવશે."

કોંગ્રેસ જેમ જેમ આમ જનતાની થવા લાગી, અને જનતા સાથે અતિ નિકટનો સંપર્ક હોય એવા નવલોહીયાળા યુવકો એમાં આવ્યા, ત્યારે એમને ખાત્રી થઇ કે, માત્ર દારૂપરના સરકારી કર વધારવાથી, એ બદી થોડીવાર દબાશે પણ એનો સદંતર નાશ તો નહિ જ થાય. આ લોકોએ એ પણ જોયું કે જેમાંથી દારૂ બને એવી વસ્તુઓની વપરાશ ખૂબ વધવા માંડી હતી, અને દારૂનો પ્રચાર ન્હાના ન્હાના ગામડામાં પણ એટલો વધી ગયો હતો કે ઘણા પ્રાંતોમાં આબકારી ખાતાંની આવક જ સરકારના બીજાં બધાં ખાતાંઓ કરતાં વધારેમાં વધારે હતી. આ વસ્તુસ્થિતિ સમજાવશે કે ૧૯૨૦ થી સદંતર દારૂબંધીની ઝૂંબેશ કોંગ્રેસે શા માટે ઉપાડી, અને મહાત્મા ગાંધી તથા અન્ય કોંગ્રેસ નેતાઓએ લોકમતને દારૂબંધીની તરફેણમાં શાથી વાળવા માંડ્યા.

દારૂબંધીને બ્રિટીશ રાજસત્તા તરફથી કશુંય પ્રોત્સાહન મળ્યું નહિ. એ લોકો એમ માનતા હતા, કે, લોકોને આકર્ષવાને એતો માત્ર એક રાજકીય તૂત કોંગ્રેસે ઊભું કર્યું છે. આપણા રાજ્યકર્તાઓની દારૂબંધી પ્રત્યેની નફરતનો ઉલ્લેખ કરતાં ડૉ. અનસારીએ કહ્યું હતું કે " મુસલમાનો માટે ધર્મથી જેની બંદી છે, અને હિન્દુઓ જેને મોટામાં મોટું અનિષ્ટ ગણે છે. એવા દારૂનો પ્રચાર, જો સરકારે દારૂબંધીના પ્રચારકો તરફ સહાનુભૂતિની, વલણ બતાવી હોત, તો આટલો બધો વધત નહિ."

જો કે, કોંગ્રેસવાદીઓએ દારૂબંદીની ચળવળ તો ૧૯૨૦ થી ચલાવેલી પરંતુ એને વેગ મળ્યો, અને એણે લડતનું સ્વરૂપ લીધું ૧૯૩૦ ના કાયદા-ભંગની ચળવળ વખતે. ત્યારે મોટા મોટા કુટુંબની સ્ત્રીઓએ, દારૂ અને બીજાં કેફી પીણાંની દુકાને સફળ રીતે 'પીકેટીંગ' શરૂ કર્યું. એ સ્ત્રીઓને ઘણીવાર દારૂના પીઠાવાળા જ બેસવાને ખુરશીઓ આપતા. દરેકની પાસે બીલ્લો હતો, અને દારૂપીનારાઓની યાદી હતી. દારૂડીયાઓ પીઠાંપર આવતાં તેમને દારૂ ન પીવા માટે હાથ જોડીને વિનંતિ કરવામાં આવતી અને તે છતાં જો એ લોકો ન સાંભળે તો, મદ્યનિષેધનું સાહિત્ય અને મદ્ય ન પીવાનું પ્રતિજ્ઞાપત્ર એની પર ટપાલદ્વારા મોકલવામાં આવતાં.

❀

જ્યારે પ્રતીય સ્વરાજ્ય આવ્યું ને કેટલાક પ્રાંતોમાં કોંગ્રેસ પ્રધાનમંડળ આવ્યાં ત્યાં સુધી દારૂબંધીની ચળવળ ચાલુ રહી. ત્યારે ખબર પડી કે, મુંબઈ, મદ્રાસ અને બિહારમાં સરકારની આવી આવકનો ચોથો ભાગ, આબકારી ખાતામાંથી આવે છે, અને, મધ્યપ્રાંત, સંયુક્તપ્રાંત, ને આસામમાં આખી આવકનો પાંચમો ભાગ, દારૂની આવકમાંથી આવે છે, ત્યારે આ બદીએ કેવું ભયાનક સ્વરૂપ ધારણ કર્યું હતું તેનો બધાને ખ્યાલ આવ્યો. સરકારનું મહેસુલીખાતું જડ હોવા છતાં કોંગ્રેસ પ્રધાનમંડળોએ પૈસાદારો પર નવા કર નાંખીને અમુક અમુક ભાગોમાં સંપૂર્ણ દારૂબંધી દાખલ કરી અને ધનિકોનો ખોફ વહોરી લીધો. ગેરકાયદેસર દારૂનો પ્રચાર વધે છે, દાણચોરી થાય છે, એવાં એવાં ખોટા બહાનાં કાઢી દારૂબંધી સરકારે કાઢી નાખી છે તે ઘણું શોચનીય છે.

દારૂબંધીએ ઘણાય દારૂડીયાના કુટુંબોને સુધાર્યાં છે અને પહેલાં દારૂમાં ખર્ચાતી આવક આજે જીવનની જરૂરીઆતો માટે ખર્ચાય છે તેનો યશ કોંગ્રેસને જાય છે. હું હિન્દના જુદા જુદા ભાગના અનેક લોકોને મળ્યો છું, અને તેથી જ ઉપલી હકીકત આટલા ખાત્રીથી કહી શકું છું. એક વાત તો ચોક્કસ છે કે કોંગ્રેસ હોદ્દા પર હતી તે વખત કરતાં આજે દારૂ અને કેફી પીણાં ઘણાં સહેલાઈથી મળી શકે છે તે છતાં દારૂ જેણે છોડયો હોય અને એ રીતે દારૂમાં વપરાતા પૈસા ઘરની બીજી ચીજો માટે વાપરી ઘરને સુખી બનાવ્યું હોય તેવાઓનો દાખલો ધ્યાનમાં રાખી તેમના મિત્રો અને પડોશીઓમાં કોઈકની આંખ તો જરૂર ઉઘડી હશે જ.

## ૬ સ્ત્રી જાગૃતિ

સવિનય કાયદેભંગની લડતે પડદાની પ્રથાને ઘણે અંશે નાબુદ કરી અને સ્ત્રીઓમાં જાગૃતિ આણી. ઘણીય સ્ત્રીઓ પડદો કાઢી નાંખીને બહાર પડી ને તેમણે ફરી પાછો પડદો ધારણ કર્યો જ નહિ. મોટા મોટા પૈસાદાર કુટુંબની ને ઉચ્ચ હિન્દુ મહિલાઓએ તથા પારસી મહિલાઓએ, દારૂની અને

પરદેશી કાપડની દુકાનોએ પીકેટીંગ કર્યું, સરઘસો કાઢ્યાં, અને પોલીસનો માર, ને ગેરવર્તન સહ્યાં ને જેલમાં પણ ગઇ.

એક મોટા સરકારી અમલદારની ઉત્સાહી પત્નીને; એ મહિલાના બુટ પાલીશ કરવાને નાલાયક, એવા એક બિનહિન્દી પોલીસ કમીશનરની હાજરીમાં કોલેજ સ્કવેર આગળ, એક બે બદામના પોલીસને હાથે વાળ ખેંચાતાં મ્હેં મ્હારી નજરોનજર જોયા છે. એ સાચું કે સરકારી કોલેજ આગળ પીકેટીંગ કરીને આ બ્હેન કાયદાને ભંગ કરતી હતી. પરન્તુ પોલીસનું એ વર્તન તો અત્યંત હીન હતું. જવાહરલાલ નેહરૂએ એમની આત્મકથામાં એમની વૃદ્ધ માને કેવી રીતે માર પડયો તેનું વર્ણન કર્યું છે. આવું કંઇ એક બે જગ્યાએ નહિ પણ હિન્દભરમાં બન્યું હતું. પણ માત્ર મોટા મોટાના ઘેરાં પરના અત્યાચારની વાતોનીજ લોકોને જાણ થઇ છે અને એની ટીકા થઇ છે. આમ જ્યારે આપણી હજારો સ્ત્રીઓને રંજાડવામાં આવી ને એમની પર સીતમ ગુજર્યો ત્યારે આપણામાં લડાયક જુસ્સો આવ્યો, અને પંજાબના તોફાન વખતે એક અંગ્રેજ બાઇની પ્રત્યે ગેરવર્તન કરવાથી અંગ્રેજોને કેવું લાગે ત્હેનો આપણને ખ્યાલ આવ્યો.

સ્ત્રીઓ પ્રત્યેના ગેરવર્તનથી, લોકોને ઉપજેલો ગુસ્સો, હિંસામાં પરિણમ્યો નહિ ત્હેનું કારણ મહાત્મા ગાંધી છે. ને નિઃશસ્ત્ર પ્રજા હિંસા કરે તોયે શું વળે? અને આત્મબળની સાથે સાથે હિંસાની નિરૂપયોગીતા પણ દેશને શાંત રાખવામાં જવાબદાર હતી એ નિશ્ચિત છે પણ આનું એક બહુ સારૂં પરિણામ આવ્યું, અને તે એ કે કોંગ્રેસવાદી મહિલાઓમાંથી પડદો હંમેશને માટે ગયો. હજી ગઇકાલે જ સંયુકતપ્રાંતની એક મહિલા મંત્રીપદે હતી ઉત્તર હિન્દના એક શહેરમાં એક બહુ ઉચ્ચ અને સંસ્કારી કુટુંબની મુસ્લીમ મહિલા હું ત્યાં ગયો ત્યારે મજુર સંઘની મંત્રી હતી. સમાજવાદીઓમાં બે પ્રખ્યાત સ્ત્રીઓ છે. ખરેખર, અનિષ્ટમાંથી જ ઇષ્ટ જન્મે છે. આજે જુદી જુદી પ્રાંતીય ધારાસભામાં હિન્દુ તેમજ મુસલમાન સ્ત્રીઓ ધારાસભ્યો છે.

## ૭ ગ્રામોન્નતિ

બિહારમાં ચંપારણ્યમાં અંગ્રેજ ગળીના વાવેતરના માલીકો પોતાની રૈયત પર જે સીતમ ગુજારતા હતા તેની સ્હામે ચળવળ ઉપાડતાં ગાંધીજીએ કહ્યું હતું કે, એઓ જ્યારે દરિદ્રને મળતા ત્યારે એમને એઓ જાણે નારાયણને મળતા હોય એમ લાગતું. અને એમને સત્ય અને અહિંસાની ઝાંખી થતી. પરન્તુ જનતાને માટે જ્વલંત પ્રેમ એકલો એમને જ છે એમ માનવું એ ભૂલ ભરેલું છે. સરદાર વલ્લભભાઇ પટેલે કહ્યું છે કે,

"આ જગતમાં જો કોઇને પણ માથું ઊંચું રાખીને ફરી શકવાનો અધિકાર હોય તો તે એકલા ખેડૂતને જ છે. એ જ ખરો સમૃધ્ધિનો ઉત્પાદક છે બીજા બધા તો આળસુના પાડા છે".

આ મહાપુરુષોની સાથોસાથ જ, જવાહરલાલ, રાજગોપાલાચારી, રાજેન્દ્રપ્રસાદ વગેરે નેતાઓને, બીજો કંઇ ધંધો ન હોવાને કારણે કે આપણા ખેડૂતને વર્ષના ચારથી છ મહિના જે આળસમાં કાઢવા પડે છે અને ત્હેને લીધે જે દયાજનક ગરીબાઇ એમનામાં આવી છે, ત્હેનું ભાન થયું છે. સત્યાગ્રહ દરમ્યાન જેલમાં જનતા જોડે ગાઢસંપર્કમાં આવવાથી મોટા મોટા કોંગ્રેસવાદીઓ જનતાના પ્રશ્નને સહાનુભૂતિથી જોતા થયા, અને એમાં રસ લેતા થયા.

આપણી બેકારીનો, અને તેને પરીણામે શરીરને પૂરતા પોષણના અભાવનો તાત્કાલિક, વ્યવહારૂ અને હંમેશનો ઉકેલ હાથેવણેલ અને હાથે કાંતેલ કાપડથી જ આવશે એ ગાંધીજીની સૂચના કોંગ્રેસે ઉત્સાહથી વધાવી લીધી. બધાને ખબર હતી કે હિન્દુસ્તાનમાં કાચામાલની અછત નથી, અને તેથી ખાદી કાર્યક્રમને અપનાવવા માટે જનતા ન મેળવી શકે એવી એકે વસ્તુ ન્હોતી. એમાં ખરી સગવડ એ હતી કે જ્યારે સમય હોય ત્યારે ચરખો ફેરવી શકાય, અને સમય ન હોય ત્યારે એને બાધો મુકી શકાય, ને વળી, એથી કાપડ કે જે એના જીવનની મોટામાં મોટી જરૂરીઆત છે તે ઓછામાં

ઓછા ખર્ચે મળી શકે, તે ઉપરાંત, એને રોજના બે આના જેટલું તો મળી રહે. જોકે બે આના એ બહુ મામુલી રકમ છે છતાં, એને ખેતીની ઉપજ પેટપૂરતું ન આપતી હોય ને એને ભૂખે મરવું પડતું હોય ત્યારે તો આ બે આના આશીર્વાદ સમાન થઇ પડે.

ખાદી કાર્યક્રમથી મળતો આર્થિક લાભ નીચેની હકીકતોથી જણાશે.

આપણી મીલો ૫૦ કરોડ રૂપીયાનું કાપડ બનાવે છે, અને તેમાંથી યંત્ર પર કામ કરતા મજુરને મજુરીના માત્ર ૧૦ કરોડ રૂપીયા મળે છે જ્યારે, ૫૦ કરોડ રૂપીયાની ખાદીના વેચાણમાં કાંતનાર અને વણકરને ભાગે, ૩૫ કરોડ રૂપીયા જાય છે.

ટીકાકારોને એમ કહેવાનો મોકો ન મળે કે લોકમતને પોતા તરફ વાળવા ચરખાસંઘનો કૉંગ્રેસની રાજકીય પ્રવૃત્તિનું એક હથીઆર છે, તેથી, મહાત્માગાંધીજીએ સ્થાપેલા એ અખિલભારત ચરખા-સંઘે હમણાં જ કૉંગ્રેસ સાથેનો સંબંધ તોડી નાંખ્યો છે. અખિલભારત ચરખા સંઘના ૧૯૪૦ ના અહેવાલ પ્રમાણે એણે ૨૭૫,૦૦૦ કરતાં વધારે માણસોને કામ આપ્યું, અને એમાં ૨૦,૦૦૦ હરિજનો હતા, અને ૫૮,૦૦૦ મુસલમાનો હતા, એમને બધું મળીને ૩૫ લાખ રૂપીયા મહેનતાણું મળ્યું, અને બધું મળીને ૫૦ લાખ રૂપીયાની ખાદીની ઉત્પત્તિ થઇ. આ આંકડામાં અખિલ ભારત ચરખા સંઘના આશ્રયે નહિ પણ એ જાતનું જ કામ કરતા હોય તેવાનો સમાવેશ થતો નથી એ યાદ રાખવું જોઇએ.

યુરોપના જાણીતા વિચારક જી. ડી. એચ. કોલ એમના ગાઇડ ટુ મોડર્ન પોલીટીક્સ (*Guide to Modern Politics*) નામના પુસ્તકને, ૨૯૦ મે પાને ખાદી વિષે કહે છે કે :–

"ગાંધીજીનો ખાદીને નામે ઓળખાતા, ઘરમાં બનાવેલા કાપડનો આગ્રહ કે, જેણે હિન્દના ખેડૂતની સ્થિતિ સુધારી છે એ કંઇ પરીકલ્પના કે હવાઇવાત નથી."

આથી જ, આ લેખક, ખાદીને કૉંગ્રેસની અરાજકીય સિદ્ધિમાં અને જનતાના હિતના કામમાં અતિમહત્ત્વનું ને અમોલું સ્થાન અર્પે છે—

## ૮ ગ્રામોદ્યોગનો ઉદ્ધાર

યુરોપની ઔદ્યોગિક સંસ્કૃતિની આપણા ખેડૂતો પર ઘણે અંશે બુરી અસર થઈ. પ્રથમ તો. આપણો ગામડાનો કારીગર વર્ગ બેકાર બન્યો, એની જમીનની ઉપજ ઓછી થઈ, એટલું જ નહિ પરન્તુ, જેના વગર એને ચાલીજ ન શકે એવા પરદેશી તૈયાર માલનો એનો વપરાશ વધ્યો ને તેથી એનો ખર્ચો ખૂબ વધી પડ્યો. આનું પરિણામ એ આવ્યું કે ઘણો લાંબો વખત ચાલી શકે એવી પણ જરા મોંઘી વસ્તુને બદલે, સસ્તી પણ તદન તકલાદી વસ્તુની માગ વધી, ને શુધ્ધ માલને બદલે ભેળસેળવાળા માલની ખપત વધી, એ બધાં કરતાં, વધારે દુ:ખદાયક બીના એ બની કે આપણા ગ્રામઉદ્યોગો, અને કારીગરીની વસ્તુઓ ખૂબ જ ઝડપથી અદૃશ્ય થવા લાગી.

વળી આપણને એ પણ જણાયું કે જગતના બીજા બધા દેશોની માફક હિન્દનો પ્રશ્ન પણ ધીમે ધીમે વધારે ને વધારે માણસોને રોજગાર મળે તે છે. માત્ર મોટા ઉદ્યોગો શરૂ કરવાથી આટલી વ્યાપક બેકારીના પ્રશ્નનો નિકાલ નહિ આવે યંત્રોમાં સુધારા થાય તેહેનો અર્થ એટલો જ કે કારખાનામાં કામ કરતા મજુરોની સંખ્યા ઓછી થાય ને એ રીતે તૈયાર માલનું ઉત્પાદન ઓછામાં ઓછી કિંમતે થાય. આ વાતનો પુરાવો, લોખંડના કારખાનામાં કામ કરતા મજુરોના મંડળના પ્રમુખ મી. ફીલીપ મુરનાં ૬ઠ્ઠી મે ૧૯૪૦ને દિને ઉચ્ચારેલાં નીચેનાં વચનો આપે છે.

"પોતાની મેળે ચાલતી પોલાદની પટી આવી એટલે પહેલાં જે કામ કરવાને ૪૫૧૨ માણસો જોઈતા હતા તેને બદલે હવે માત્ર ૧૨૬ માણસો જોઈએ છે."

જ્યાં સુધી હિન્દને લાગેવળગે છે ત્યાં સુધી મહાત્મા ગાંધીજીએ એમની સ્વાભાવિક સ્પષ્ટતાથી આપણી સ્હામે જે વિકટ પ્રશ્ન છે તેને વિષે કહ્યું છે કે:-

“જ્યારે ધારેલું કામ કરવાને થોડા માણસો હોય ત્યારે યંત્રવાદ બહુ સારામાં સારો છે. પણ હિન્દની જેમ કે જ્યાં કામને માટે જોઈએ તે કરતાં વધારે માણસો મળતાં હોય ત્યાં એના જેવું અનિષ્ટ બીજું કોઈ નથી. તેથી જ આપણો પ્રશ્ન, જેમ બને તેમ વધારેમાં વધારે માણસોને રોજગાર મળે એ છે, મજુરી બચાવે એવા યંત્રોનો નથી.”

મહાત્મા ગાંધીજીની પ્રેરણાથી ૧૯૩૪માં કોંગ્રેસે સ્થાપેલા અખિલ ભારત ગ્રામ ઉદ્યોગ સંઘનો હેતુ એ છે કે, ગામડામાં ઉત્પન્ન થતો કાચો માલ ગામડામાં જ રહે, કે એની અત્યંત નિકટના પ્રદેશમાં રહે, અને એના બનાવનારને સારી આવક મળે તેથી ગ્રામોદ્યોગનો વિકાસ કરવો અને એને લોકપ્રિય બનાવવો. બીજો ઉદ્દેશ એ હતો કે ગરીબ માણસો સહેલાઈથી ખરીદી શકે એટલાં પ્રમાણમાં માલનું ઉત્પાદન કરવું, ત્રીજો ઉદ્દેશ એ કે આપણા ગામડાના કારીગરોને રોજી આપવી અને એ રીતે જમીન પરનો ભાર ઓછો કરવો. આ બધામાં મૂળભૂત વિચાર તો એ હતો કે ગામડાંને સ્વાવલંબી ને સ્વયં સંપૂર્ણ બનાવી એને સમૃદ્ધ કરવું, એ માલના ઉત્પાદનને એકહથ્થુ ન બનાવવું, ને એ રીતે મુડીવાદનાં અનિષ્ટો દૂર રાખવાં.

અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘના ૧૯૪૧ના અહેવાલના પહેલા પાને જ સંઘની પ્રવૃત્તિ વિષે લખ્યું છે કેઃ—

“સંઘે પ્રથમ તો ઓછામાં ઓછું મહેનતાણું કેટલું આપવું જોઈએ તે નક્કી કર્યું, ગ્રામોદ્યોગની શક્યતા દર્શાવવા પ્રદર્શનો ભરવાં, ગામડાના લોકોને ગ્રામોદ્યોગની શક્યતાનું ભાન થાય તે માટે તેઓમાં પ્રચાર કરવો, અને ઘરમાં બેસીને થઈ શકે એવા ઉદ્યોગોથી એમને થતા આર્થિક ફાયદાઓ એમને સમજાવવા.”

ડાંગર ખાંડવાના, લોટ દળવાના, તેલની ઘાણી, ગોળ બનાવવાના, મધ બનાવવાના, કાગળ અને સાબુ બનાવવાના, ચામડું કેળવવાના, ને ચામડાની ચીજો બનાવવાના, દોરડાં બનાવવાના, સાદડી ને ટોપલી બનાવવાના, સીંગડા-

માંથી થતી વસ્તુઓના, સીમેંટની પેન બનાવવાના, બટન બનાવવાના, ઇત્યાદિ, ઉદ્યોગોની યોગ્ય સ્થળોએ શરૂઆત કરવામાં આવી છે. ૧૯૩૭માં જૂદા જૂદા ગ્રામોદ્યોગના શિક્ષણમાં વિદ્યાર્થીઓને તૈયાર કરવા માટે ગ્રામસેવક વિદ્યાલય ઉઘાડવામાં આવ્યું હતું, આની સાથે સાથે ગ્રામોદ્ધાર ને ગ્રામસુધારણાનું કામ પણ ઉપાડી લીધેલું. કોંગ્રેસની આ બીન રાજકીય પ્રવૃત્તિએ જનતાની મહાન સેવા થઇ છે, તેના કોઇપણ ના પાડી શકે એમ નથી.

## ૯ કેળવણીના ક્ષેત્રમાં કાર્ય

નિરક્ષરતાને લીધે જન્મતાં ગરીબી, નાદુરસ્ત તબીયત, ને વહેમોનો વિચાર કરીને ગાંધીજીએ ૧૯૩૭માં પ્રાથમિક કેળવણીની એક યોજના ઘડી. એ યોજના જેવી છે તેવીજ, અથવા કેટલાક ફેરફારો સાથે આજે સમસ્ત હિન્દને આકર્ષી રહી છે. શિક્ષણમાં એનું સ્થાન નક્કી કરતાં એ યાદ રાખવું જોઇએ કે, શહેર કરતાં જ્યાં નિરક્ષરતા ખૂબ વધારે પ્રમાણમાં છે એવા ગામડાંને માટે એ યોજના ઘડાઇ છે. બીજું, એ વ્યવહારૂ ભણતર માટે અને કોઇપણ ઉપયોગી ઉદ્યોગનું જ્ઞાન આપવા માટે છે, કે જેથી ગામડાના લોકો શહેરમાં જતા અટકે. એની વિશેષતા એ છે કે, પ્રાથમિક શાળાનું સમયપત્રક કોઇ પણ એક મૂળભૂત હુન્નરના શિક્ષણનું જ્ઞાન અપાય તે તરફજ દૃષ્ટિ રાખીને ઘડાયું હોય છે, અને એ મૂળભૂત હુન્નર એવો હોય છે કે જેમાંથી બીજા ન્હાના હુન્નરો ફેલાવી શકાય.

જૂદા જૂદા સ્થળોમાં, આવશ્યક લાગે એવા થોડા ફેરફારો કરી જો આ યોજના સ્વીકારવામાં આવે તો આપણા ગ્રામશિક્ષણમાં થોડા વર્ષમાં જ ક્રાન્તિકારી ફેરફાર થઇ જાય, પરન્તુ, એ કોંગ્રેસ તરફથી કે ગાંધીજી તરફથી આવી છે, તે માટે એનો વિરોધ કરનારી સંસ્થાઓને જો સહકાર આપવા સમજાવી શકાય તો જ એ શક્ય બને. મારા ચારદાયકાના શિક્ષણના ક્ષેત્રના અનુભવથી હું બેધડક કહી શકું છું કે, વર્ધા શિક્ષણ યોજના ગ્રામ શિક્ષણ માટે અત્યંત વ્યવહારૂ છે અને, ગામડા માટે એ જ સારામાં સારી છે. હું એમ પણ માનું છું કે, કોંગ્રેસ પ્રધાનોએ નિરક્ષરતાનિવારણ સ્હામે, એમને જે

થોડો સમય મળ્યો ત્હેમાં જે મોરચા માંડેલા, અને એ લોકોએ પ્રધાન-પદોનાં રાજીનામાં આપ્યાં પછી પણ નિરક્ષરતા સ્હામે ઓછા વેગથી પણ જે ઝુંબેશ ચાલે છે, એની પ્રેરણા પણ આ શિક્ષણયોજનામાંથી જ મળેલી.

## ૧૦ રાષ્ટ્રભાષાનું નિર્માણ

હિન્દને માટે એક ભાષા હોવી જોઇએ કે જેથી બંગાળા જેવા પ્રાંતનો એક માણસ. મહારાષ્ટ્ર કે તામીલનાડના માણસને પોતાના વિચારો સમજાવી શકે, તે કોંગ્રેસને ક્યારનુંય સમજાયલું. એ સાચું છે કે પાશ્ચાત્ય કેળવણી લીધેલા જુદા જુદા પ્રાંતના લોકો પોતાના વિચારો એકબીજાને અંગ્રેજીદ્વારા સ્હેલાઇથી દર્શાવી શકતા પરંતુ આમજનતા જોડેના સંપર્ક માટે એ ભાષા તદ્દન નકામી હતી. એ પણ સાચું છે કે, રાષ્ટ્રભાવનાવાળાં સંયુક્ત હિન્દને પોતાની રાષ્ટ્રભાવનાને વ્યકત કરવા માટે ભાષા જોઇતી હતી ને કોઇ પણ પ્રાંતીય ભાષા એ માટે ઉપયોગમાં આવી શકે નહિ. સંસ્કૃત, ફારસી અને ઉર્દુમાંથી જેના શબ્દો આવ્યા છે એવી હિન્દી ભાષા કે જેને કેટલાક 'વધારૂ હિન્દુસ્તાની' કહે છે તે, દક્ષિણ હિન્દ સિવાય, થોડા ઘણા ફેરફાર સાથે બીજી કોઇપણ ભાષા કરતાં વધારે પ્રમાણમાં સમજી શકાય છે એ વાતની કોઇ ના પાડી શકે એમ નથી.

આ ભાષાને લોકપ્રિય બનાવવા કોંગ્રેસે જે પગલાં લીધાં છે તેમાં, વિવેકબુદ્ધિ કરતાં ઉત્સાહે જ વધારે ભાગ ભજવ્યો છે, અને તેથી કોંગ્રેસના રાજકીય વિરોધીઓએ એ ભૂલનો ખૂબ ગેરલાભ ઊઠાવ્યો છે. પરન્તુ એ વિરોધીઓ પાસે એવી રચનાત્મક સૂચના ન હોવાથી, હિન્દુસ્તાનીને બદલે બીજી કઇ ભાષા એ માટે ઉપયોગમાં આવી શકે એ સમજાતું નથી. આવી પરિસ્થિતિમાં, આખા હિન્દના વ્યવહાર માટે ચાલી શકે એવી સામાન્ય ભાષાના પ્રચાર માટે સંસ્થા સ્થાપવી એ ચોકખી રાષ્ટ્રસેવા જ છે. હિન્દીનો સીનેમામાં ઉપયોગ એ પણ બધા બોલી શકે એવી બોલીના ઘડતરમાં ફાળો આપે છે, અને રાષ્ટ્રવાદનો આ પણ એક મહત્ત્વનો પ્રકાર છે.

## ૧૧ રાષ્ટ્રિય સ્વભાવનું પરિવર્તન

પ્રકૃતિથીજ આપણા હિન્દીઓ પોતે ખરા હોય, અને ન્યાય એમના તરફેણમાં હોય તોયે, પોતે ખરા છે, કે સાચા છે તે સાબીત કરવા પ્રયત્ન નોંદ કરે. વિચાર કરતાં જણાશે કે, નાકરની લડતે જમીન મહેસુલ સત્યાગ્રહ કરીને, અને અન્ય કાયદેભંગની ચળવળથી, આપણા એ સ્વભાવમાં કેટલું જબરૂં પરિવર્તન થયું છે. કોંગ્રેસના ટીકાકારો જ્યારે એમ કહે છે કે આવા 'સીધા પ્રતિકારથી' લોકોમાં શિસ્તપાલનનો આગ્રહ રહેનો નથી. ત્યારે એઓ તદન ખોટા છે એમ તો નજ કહી શકાય. છતાં લોકોમાં સહિષ્ણુતાની માત્રા વધી છે, અને કોઇ મારે તો સ્હામાં મારથી નહિ પણ સહન કરીને પ્રતિસ્પર્ધીને પ્રતિકાર કરવાની રીતમાં શ્રધ્ધા આવી છે, ને હિન્દીઓમાં પૂર્વે કદીય હતી નહિ તેવી આત્મશ્રધ્ધા આવી છે, એ પણ એટલું જ સાચું છે.

આ પરિવર્તન, માત્ર જેમણે બ્રિટીશ રાજસત્તાનો સીધો પ્રતિકાર કર્યો છે, અને તેથી જેમને સહન કરવું પડ્યું છે તેમનામાં જ નહિ પણ જેઓ તટસ્થ ઊભા રહીને કરયા લડત નિરીક્ષણ કરતા હતા તેમનામાં પણ આવ્યું છે. આમાં વધુ નોંધપાત્ર તો એ છે કે, આ માનસિક પરિવર્તન, આપણા મધ્યમવર્ગના જુદા જુદા થરોમાંથી આવેલા આપણા નેતાઓમાં પ્રથમ જણાયું, અને પછી ગમે તેવા જુલ્મોને સહન કરવાની વૃત્તિ નેતાઓમાંથી આમજનતામાં આવી. આ વૃત્તિની બીન હિન્દી લેખકોએ ભારોભાર પ્રશંસા કરી છે.

અહિંસાના શોધત ને વધુમાં વધુ સાચા, પ્રતીક ગાંધીજીએ હિન્દને રાજકીય મંત્ર આપ્યો કે "સ્વરાજ એટલે મરણની બીક કાઢવી તે. જે રાષ્ટ્રને મરણનો ભય હોય તેને કદી સ્વરાજ મળે નહિ, અને ગમે એ રીતે મળે તો તે ટકે નહિ............આપણને સ્વરાજ્ય મળતું નથી કારણ કે આપણે હજુ શાંતિથી મરણનો સામનો કરતાં શીખ્યા નથા."

ખાલી આ મંત્ર આપીને જ ગાંધીજીને સંતોષ ન થયો, પરન્તુ ગાંધીજીએ નિર્ભયતા એ એકજ સ્વતંત્રતાનો સાચો માર્ગ છે, તે પોતાના જીવનમાં

આચરી બતાવ્યું. એનું પરિણામ એ આવ્યું કે, હજારો હિન્દીઓએ એ મંત્ર ઝીલ્યો, અને તે પ્રમાણે આચરણ કર્યું. દબાયલી ચંપાયલી આમ જનતાવાળું સમસ્ત રાષ્ટ્ર જાણે એક રાતમાં એક અંગ્રેજે જેને 'માનસિક ગુલામી' કહી છે તેને ફગાવી દે, અને માત્ર અડગ હિંમતથી એ એક નવું ગૌરવ પ્રાપ્ત કરે એ દૃશ્ય ખરેખર અદ્ભુત કહેવાય. આ ફેરફારની શરૂઆત ૧૯૨૦–૨૨ ના અસહકારથી થઈ, ને એની પૂર્ણાહુતિ ૧૯૩૦–૩૨ ની કાયદે-ભંગની ચળવળ સમયે થઈ. આ વિષે, એક હિન્દી લેખકે, પોતે જે નજરો-નજર જોયું તે ૧૯૩૦ ના જૂન મહિનામાં લખ્યું હતું કે "આ રાષ્ટ્રીય ઉત્સાહે, માનસિક ગુલામીની જંજીરો સાચેસાચ તોડી નાંખી છે. સ્ત્રીઓ, પુરુષો, અને બાળકો, પોતાનું માથું ઊંચું રાખતાં અને સ્વતંત્રતાની હવામાં જીવતાં શીખ્યાં છે. જેલનો ભય તો ગયો જ છે, પણ લાઠી ને ગોળી-બારનો ભય પણ જતો રહેવા માંડ્યો છે."

એમના "હિન્દુસ્તાન અને સાયમન રિપોર્ટ" માં દીનબંધુ એન્ડ્રુસ આ અદ્ભુત માનસિક પરિવર્તનનો ઉલ્લેખ કરતા હતા ત્યારે, અસહકારનો પ્રબળ વિરોધ કરતા એક હિન્દી ભાઈની દલીલો એમણે શાંતિથી સાંભળી ને યોગ્ય પ્રશ્ન પૂછ્યો કે "આજે હિન્દનો ગ્રામજન અંગ્રેજની સહામે પહેલા કરતાં વધારે નીડરતાથી ઊભો રહી શકે છે કે નહિ? ને સરકારી અમલદારથી, પોલીસથી, ને જમીનદારથી એ હવે પહેલા કરતાં ઓછો બીએ છે એ સાચું છે કે નહિ?" ને પેલા હિન્દીએ ઘણો સમય વિચાર કરીને જવાબ આપ્યો.

"તમારી વાત સાચી છે. મ્હેં તો એનો વિચાર જ ન્હોતો કર્યો. એની તો સરખામણી થઈ શકે એમ જ નથી. આજે ગામડાનો માણસ બધાને પોતાના જેવા જ ગણતાં શીખ્યો છે."

મુંબઈનો પીડીત અને અત્યંત ગરીબ મીલમજુરના વર્ગમાંથી આવેલો કોંગ્રેસ કાર્યકર પરદેશી કાપડથી ભરેલી મોટરલોરી નીચે સત્યાગ્રહ કરતાં કચડાઈ ગયો અને મૃત્યુ પામ્યો તે સાબીત કરે છે કે મોત સહામું આવીને ઊભું હોય છતાં નીડર રહેવાની વૃત્તિ માત્ર ગામડામાં જ આવી છે એવું નથી.

એ ગરીબ અને અણજાણ્યા સત્યાગ્રહીની સ્મશાનયાત્રા વખતે લોકોને જોઇને આશ્ચર્ય થયું કે, સ્ત્રીઓ જે સામાન્યરીતે સ્મશાનયાત્રામાં જતી નથી, તેમણે પુરૂષોની સાથે જ એના મૃતદેહને ઉંચક્યો હતો. પણ આના કરતાં પણ વધારે આશ્ચર્યની બીના એ હતી, કે કોઇ પણ હિન્દુ સ્ત્રી પોતાના બાપ, ધણી કે ભાઇની ચિતામાં આગ ન મૂકે જ્યારે ઊંચામાં ઊંચી ગણાતી બ્રાહ્મણ સ્ત્રીએ એ યુવકની ચિતામાં આગ મૂકી હતી.

આવી રીતે એકજ જાતની યાતનાઓ સહન કરતાં ગરીબ અને પૈસાદાર વચ્ચે નવો પ્રેમસંબંધ બંધાયો. એ સંબંધ હમણાં ભલે જરા મોળો પડ્યો હોય પણ એ સદંતર ચાલી જવાનો તો નથી જ. આમ સામાન્ય જનતા ને પૈસાદાર ને ઉચ્ચ ગણાતા વર્ગ વચ્ચેનો નવો સંબંધ સ્થાપવાનો બધો યશ કોંગ્રેસ સિવાય બીજા કોઇનો નથી એ સ્વીકારવું જ જોઇએ.

## ૧૨ નીતિભાવનામાં પલ્ટો

કોંગ્રેસના સિદ્ધાંતોના પ્રચારનું બીજું પ્રત્યક્ષ વા પરોક્ષ પરિણામ એ આવ્યું કે બધી રીતે હિન્દીઓનું ચારિત્ર્ય પુષ્કળ સુધર્યું છે. આ તો મારા જેવો ઘરડો માણસ કે જે, સીત્તેર વર્ષ પૂર્વેની પરિસ્થિતિ અને આજની પરિસ્થિતિની સરખામણી કરી શકે તેજ જોઇ શકે. સમાજના દરેક થરમાં, સત્ય માટેનો પ્રેમ વધ્યો છે, અપ્રમાણિકતા તરફ ધિક્કાર વધ્યો છે, અને સાદાઇ માટેનું માન વધ્યું છે. પોતાના મતોને વ્યકત કરવામાં લોકો પાછી પાની કરતા નથી, અને તેમ કરતાં જે સહેવું પડે તેને માટેની તૈયારી પણ તેઓ દાખવે છે. જો કે એ સાચું છે કે આ વખાણવા લાયક ગુણો આજના શિક્ષિત યુવક યુવતીઓમાં વિકૃત સ્વરૂપમાં દૃષ્ટિએ પડે છે, છતાં આપણે આશા રાખીયે કે એ વિકૃતિ દૂર થઇને એ ગુણો એના શુદ્ધ સ્વરૂપમાં નજીકના ભવિષ્યમાં દૃષ્ટિએ પડશે.

પોતાના પગપર ઊભા રહેતા ન થાય ત્યાં સુધી ન પરણવાની આજના બંગાળી યુવકની હઠના હું જેટલાં વખાણ કરૂં એટલાં ઓછાં છે. સંયુકત કુટુંબ આજે વિભકત થતું જાય છે એ આવકાર્ય છે કારણ કે એ સ્થિતિ

રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય મેળવવાની ઇચ્છાના સહગામી એવાં સ્વમાનવૃત્તિ ને આર્થિક સ્વાતંત્ર્યની નિદર્શક છે.

સારા વર્તનની સતત માગણી, ગમે તે તરફથી થતા અપમાનનો સખત વિરોધ, અને ન્યાય તથા સજ્જનતાની માગણી, એ કોંગ્રેસ પ્રચારને પરિણામે જન્મેલી સ્વાતંત્ર્યની ભાવનાનાં આવિષ્કરણો છે. શરમજનક ગુલામી મનોદશા જે હિન્દના પુરૂષોનું મોટું કલંક હતું, અને જેની લોર્ડ મેકોલેએ બહુ સખત ટીકા કરેલી, તે હવે, અમલદારો સાથે પણ નથી તેમ જાહેરજીવનમાં પણ નથી. હિન્દીઓને સ્વમાનનું ભાન પ્રથમ ૧૯૨૦–૨૨ ના અસહકાર વખતે થયું. પરન્તુ એ ભાન પૂરેપૂરું તો બધા હિન્દીઓને થયું ૧૯૩૦–૩૨ ની કાયદા-ભંગની લડત વખતે. એ લડતમાં સીધો ભાગ લીધો હોય અને તેમને દાબીદેવા માટે, જે ઉપાયો લીધા તે—જો સરકારી દફતરોનો નાશ નહિ કરવામાં આવ્યો હોય અથવા તો એ જડે જ નહિ એવે સ્થળે નહિ મૂકવામાં આવ્યાં હોય તો ભવિષ્યના ઇતિહાસકારો એનો ન્યાય કરશે – જેમણે સહ્યા હોય, તે ઉપરાંત પણ બીજા લાખો લોકો એવા હતા કે જેમને કોંગ્રેસ જોડે સિદ્ધાંતનો મતભેદ હોવા છતાં, જ્યારે તેમણે લોકોની સહનશીલતા જોઇ ત્યારે એમને પોતાના દેશ-બાંધવો માટે ગર્વ થયેલો, અને સંસ્કારી કહેવાતી, અને આપણા હિતને માટે જ રાજ્ય કરતી રાજસત્તાની અમાનુષી સત્તા સહામે ઝઝૂમતા દેશપ્રેમી સ્ત્રીપુરૂષોને જોઇ એમના હૃદયના તારેતાર હલી ઊઠેલા.

૧૨ મી માર્ચથી, ૫ મી એપ્રીલ સુધીના ચોવીસ દિવસ દરમ્યાન ૨૦૦ માઇલના પ્રવાસ પછી, ૬ ઠ્ઠી એપ્રીલ ૧૯૩૦ ને દિને ગાંધીજીએ જ્યારે દરીયા કિનારેથી કર આપ્યા વિના મીઠું ઉપાડયું, ત્યારે, હિન્દી સ્વાતંત્ર્યના હક માટે ગાંધીજીએ બોસ્ટન ટી પાર્ટીમાં એક સદી પહેલા જે થયું હતું તેજ કર્યું. જગતના મોટામાં મોટા ને શક્તિશાળી સામ્રાજ્ય સ્હામે ઝઝુમતા એ ડોસાદ્વારા ગરીબ, નિઃશસ્ત્ર, અને નિઃસહાય, હિન્દમાતા રાજકીય ક્ષેત્રમાં આત્મનિર્ણયનો હક તો માગતી હતી જ પણ, સાથે સાથે એ પોતાના બાળકો માટે આત્મગૌરવની જે સ્વમાનની નવી ભાવના પ્રાપ્ત કરતી

હતી. પોતાને હિન્દી કહેવડાવતો હોય એવો કોઇ પણ એ વાતની ના નહિ કહી શકે કે મહાત્મા ગાંધીજીની નેતાગીરી નીચે, કોંગ્રેસ, બીજી કોઇ પણ સંસ્થાએ સ્વપ્ને પણ આશા રાખી નહિ હોય તેવી જનતાની સેવા કરતી હતી.

પૂર્વે કુદરતનો કોપ હિન્દીઓ શાંતિથી સહન કરતા, અને એમને જો કાંઇ મદદ મળતી તો તે સરકાર તરફથી જ મળતી. એવે વખતે લોકોને મદદ કરવા માટે સંગઠિત થવાનું કોઇને સૂઝતું જ ન્હોતું. આજે મહાન જળપ્રલય થયો હોય, ભયંકર દુકાળ પડયો હોય, મોટી આગ લાગી હોય, રોગચાળો ફાટી નીકળ્યો હોય, અથવા તો કોઇ મોટી ધાર્મિક યાત્રા ભરાઇ હોઇ ત્યારે, હિન્દી સંસ્થાઓ અને સ્વયંસેવકો, પરિસ્થિતિને પહોંચી વળવા તે સ્થળે ધાઇજતા આપણે જોઇએ છીએ. આપણી શિક્ષિત વર્ગની ભલે ગમે તે મર્યાદા હોય કે એમના ફાવે તે દોષો હોય, છતાં એ સ્વીકારવું જોઇએ કે ગઇ પેઢીના કરતાં જાહેરસેવાની તેમની ફરજ એઓ સારી રીતે સમજે છે, અને પોતાની જાહેર-જનતા પત્યેની જવાબદારીનું તેમને ભાન છે, અને એ રીતે તેઓ ગઇ પેઢીના કરતાં વધારે પૌરુષવન્તા ને બહાદૂર છે. આજે હિન્દીઓ દેશપ્રેમથી પ્રેરાઇ જાહેરજનતાની સેવા કરે છે તેથી, તેઓ એમની સેવાની કદર થાય ને એમના આત્માને સંતોષ થાય, એટલા જ બદલાની આશા રાખે છે. બિહાર ધરતીકંપ વખતે, અને બંગાળાના હમણાના દુષ્કાળ વખતે હિન્દભરની સંસ્થાઓએ જે મહાનકાર્ય કર્યું છે, તેનો અહીં ઉલ્લેખ માત્ર જ પૂરતો છે. આ સેવાભાવનો કોંગ્રેસે જે દાખલો બેસાડયો છે અને આજે પણ કોંગ્રેસવાદી-ઓ જે કામ કરી રહ્યા છે તેનું જ પરિણામ છે એની મ્હને પૂરેપૂરી ખાત્રી છે.

### ૧૩ ઐક્યની સાધના

અત્યારની પરિસ્થિતિનું બારીક અવલોકન કરતાં ખાત્રી થશે કે, ભાષાના, અને જાતિના ભેદો હોવા છતાં, સમગ્ર હિન્દમાં બીજી ઘણી સમાનતા છે. હિન્દુ ધર્મ, યાત્રાની સર્વવ્યાપી ભાવના, એ બધાએ પ્રાદેશિક એકતાની ભાવના આણી છે. આની સાબીતી ઐતિહાસિક વિગતોએ પણ આપી કે જૂદે જૂદે સમયે આજનું આખું હિન્દ નહિ તોયે હિન્દનો ઘણો મોટો ભાગ, એક જ રાજાની હેઠળ હતો.

એ સાચું છે કે મુસલમાની રાજ્યસત્તાના સમયમાં હિન્દુ સામ્રાજ્યના સમયની એકતા ઘણે અંશે ચાલી ગઇ હતી, ને તે સમયનો હિન્દનો ઇતિહાસ એ જૂદા જૂદા પ્રાંતોનો ઇતિહાસ હતો, ને બ્રિટીશ અમલમાં પણ એક સમય એવો હતો કે જ્યારે એક પ્રાંતને અન્ય પ્રાંત માટે સહાનુભૂતિ જેવું કશું જ ન્હોતું. પણ એ જમાનો આજે બદલાયો છે. રેલગાડીએ, ને, દરીઆઇ જહાજોએ આપણને એકબીજાની, સમીપ આણ્યા છે. વળી વેપારધંધાએ એક પ્રાંત અને બીજા પ્રાંત વચ્ચેનો સંપર્ક વધારી દીધો છે. છેલ્લે, સમાન રાજકીય ધ્યેયે, બીનકોમીવાદી લોકોને હિન્દી રાષ્ટ્રવાદીની સમાનભૂમિકા પર આણ્યા છે. આ બધી હકીકતોને યાદ રાખીયે, અને આપણને એકબીજા જોડે જોડનારા તત્વોની બરાબર મૂલવણી કરીએ, તો આપણને ખાત્રી થશે કે ધીમે ધીમે બધા જ હિન્દીઓ એક જ છાપે છપાતા જાય છે-

બંગાળાના ભાગલાએ માત્ર તે પ્રાંતમાં જ નહિ પણ હિન્દભરમાં ક્રોધ જન્માવ્યો. જલીયાનવાળા બાગની વિગતો બહાર આવતાં આખા હિન્દે અરે-રાટી અનુભવી, ને હિન્દીઓને પેટે ચલાવવાની વાત સાંભળી દરેક હિન્દીના અંગ્રેજો પ્રત્યે હૃદયમાં તિરસ્કારની ભાવના પ્રગટી. ખીલાફત ચળવળે એક વખત પણ હિન્દુ મુસ્લીમ એકતા સાધી, ને અસહકારની ચળવળની વિશેષતા એ લેખાઇ કે એમાં કોમી ભેદભાવ ન્હોતો કે વર્ગવિગ્રહ ન્હોતો. ગરીબ ને પૈસાદાર, શિક્ષિત ને અભણ, અને દરેક ધર્મના અનુયાયીઓ, એક જ રાજકીય યાતના સહન કરવાની ભાવનાથી ભેગા થયા, અને એ રીતે સંયુક્ત હિન્દી રાષ્ટ્રવાદનો માર્ગ મોકળો થયો. કવેટા અને બિહારના ધરતીકંપને આખા હિન્દુસ્તાને પોતાની આફત જ ગણવા હતા. હમણાં જ બંગાળના દુષ્કાળે પ્રત્યેક હિન્દીની સહાનુભૂતિ આકર્ષી અને તેમની દાનવૃત્તિને જાગૃત કરી. પ્રાંતીયતાની જડ-ભાવનાના સીમાડા કેવા તૂટતા જાય છે તેના આ તો અનેકમાંથી થોડાં દૃષ્ટાન્તો લીધાં છે.

કલા અને સાહિત્યના ક્ષેત્રમાંથી ઉપરના મંતવ્યના સમર્થનમાં બે જ દૃષ્ટાન્ત હું લઉં છું. બંગાળી ચિત્રકળામાં એક નવો પંથ નીકળ્યો છે અને

પ્રથમ દૃષ્ટિએ જોતાં કોઇને એની ને અંજતાની ચિત્રકળામાં ખૂબ જ સામ્ય લાગે. સાહિત્યમાંથી દૃષ્ટાન્તો લઇએ તો તે પણ એ જ સૂચવે છે. બંગાળી અને રજપૂત બન્ને એક બીજાથી તદ્દન ભિન્ન છે. પરન્તુ બંગાળી સાહિત્યથી પરિચિત કોઇ પણ વ્યકિતને ખબર હશે કે રજપૂતોના ઇતિહાસે બંગાળી સાહિત્યને કેટલી પ્રેરણા આપી છે. તેવી જ રીતે શિવાજી અને મરાઠાઓનાં પરાક્રમોએ, ને શીખ ગુરૂઓની વાતોએ, બંગાળી લેખકોને ખૂબ આકર્ષ્યા છે. એમાંથી ઘણા પ્રસંગો પરથી નાટકો લખાયાં છે. બીજા પ્રસંગો ઘણી જ લોકપ્રિય એવી ઐતિહાસિક નવલકથાઓમાં આલેખાયા છે, જ્યારે, અન્ય કેટલાક, પ્રસંગોએ મધુર અને ચિરંજીવ કાવ્યો રચવાની પ્રેરણા આપી છે. ૨૯મી મે, ૧૯૩૯ના પૂનાથી પ્રગટ થતા મરાઠા નામના સાપ્તાહિકના તંત્રીલેખમાં, બંગાળાના હિન્દુઓએ રાષ્ટ્રવાદની જે પહેલ કરી તેનો ઉલ્લેખ હતો, અને તે વખતની સરકારે તેની તરફ નફરત બતાવી તે વિષે પણ એમાં લખ્યું હતું. પ્રાંતીયતાની વાડો બહુ ઝડપથી તૂટતી જાય છે તેના સમર્થનમાં બીજાં અનેક દૃષ્ટાન્તો ટાંકી શકાય.

હિન્દની બહારનાં હિન્દીઓ પર ગુજરતા સીતમની વાતો જ્યારે હિન્દવાસીઓ સાંભળે છે ત્યારે, હિન્દીઓને, એક હિન્દી તરીકે તેમને એકબીજા માટે કેવી લાગણી જન્મે છે તેનું ભાન થાય છે. કોઇપણ છાપાના તંત્રીલેખો વાંચો, એમાં રોજ રોજ આવતા વાંચકોના લેખો વાંચો તો, હિન્દ બહારના આપણા ભાઇઓ પર થતા જુલ્મોની વાત સાંભળી આપણું લોહી કેવું ઉકળી આવે છે ત્હેની ત્હમને ખાત્રી થશે. અને છતાં એ યાદ રાખવું જોઇએ કે એ દરીયાપારના હિન્દીઓ પરદેશમાં જ જન્મ્યા ને ઉછર્યા હોય છે ને આપણી અને તેમની વચ્ચે સમાનતા નહિ જેવી જ હોય છે.

આજે અખિલ હિન્દમાં, વ્યાપક એવી ઘણી સંસ્થાઓ હશે, છતાંય, કોઇ પણ રાજકીય પક્ષ કરતાં, કોંગ્રેસે જ પ્રાંતીય ઇર્ષા નાબુદ કરવાનો, ને એક પ્રાંત અને બીજા પ્રાંત વચ્ચેની ગેરસમજુતી દૂર કરવાનો, પ્રયત્ન કરી, હિન્દની અનેકરીતે વિસંવાદી એવી પ્રજાને સંવાદી રાષ્ટ્રમાં પલટાવવાનો ભગીરથ પ્રયત્ન

કર્યો છે. આ બાબતનો ઉલ્લેખ કરતાં ૧૯૧૬માં લખનૌમાં ભરાયલા કોંગ્રેસના અધિવેશનના પ્રમુખ શ્રી. અંબિકાચરણ મજમુદારે કહ્યું હતું કે

"એક પેઢી પહેલાં, કદાવર અને તોફાની પંજાબી, બુદ્ધિશાળી અને અને લાગણીપ્રધાન બંગાળી, ધર્મચુસ્ત અને બધાથી અલગ રહેનાર મદ્રાસી, વફાદાર અને શક્તિશાળી મરાઠા, અંગ્રેજ જેવા બની ગયેલા પારસી, અને ટાઢા ને ગણત્રીબાજ ગુજરાતી, એક બીજાને ઓળખતા ન્હોતા, અને કયારેક એઓ એક બીજાને કોઇ ઠેકાણે મળી જાય તો એકબીજાની નિન્દા જ કરતા. એઓ એક બીજા પર અવિશ્વાસ રાખતાં શીખ્યા હતા, અને ભૂતકાળનો ઇતિહાસ તેમને એકબીજા જોડે કરેલા કલહોની તથા એકબીજા સ્હામે રેડેલાં લોહીની, વાતો કહેતો. જ્યારે આજે આપણે શું જોઇએ છીએ? આજે એઓ કદીય છૂટે નહિ એવી ભ્રાતૃભાવનાના દૃઢ બંધનથી બંધાયા છે, ન્યાતજાતના ભેદો તૂટયા છે, અને એકબીજાની કદર કરતાં એમને આવડયું છે. તિરસ્કારમાંથી આજે પ્રેમ જન્મ્યો છે, અને બેદરકારીમાંથી સહાનુભૂતિ પ્રગટી છે."

આ સાબીત કરે છે કે, રાષ્ટ્રના ઘડતરના વિકટ કાર્યનો કોંગ્રેસે માત્ર પાયો જ નાંખ્યો છે એવું નથી, પરન્તુ એના ઘડતરમાં સારી કહી શકાય એવી પ્રગતિ પણ કરી છે. આ એક જ સિધ્ધિ કોંગ્રેસના અસ્તિત્ત્વની કેટલી બધી જરૂર છે તે સાબીત કરશે.

મહાત્માં ગાંધી, નેહરૂ, મૌલાના અબુલ કલામ આઝાદ, રાજેન્દ્રપ્રસાદ, કે અબ્દુલ ગફારખાન જેવા નેતા હિન્દના કોઇપણ ભાગમાં જાયત્યાં એમનું ભાવભર્યું સ્વાગત થાય છે. એ લોકો ગમે તે ધર્મના હોય તો પણ તેથી એમાં ફેર પડતો નથી. મ્હેં મૌલાના અબુલ કલામ આઝાદ તથા અબ્દુલ ગફારખાનને, કોઇપણ બીન મુસ્લીમ નેતાના જેટલું જ ભવ્ય માન અપાતું મારી નજરે જોયું છે. ઘણા હિન્દીઓને ખાત્રી થઇ છે કે, માતૃભાષાના ભેદો, કે, ધર્મના ભેદો, એકતામાં અંતરાયરૂપ નથી. અનેક ભાષાઓ જેમાં બોલાય છે, અને અનેક ધર્માનુયાયીઓ જેમાં વસે છે એવા યુનાઇટેડ સ્ટેટસે તથા

સ્વીટઝરલેંડે આપણને આ વાત શીખવી છે. જોકે હજી આપણે જાતિય એકતા મેળવતાં શીખવાનું બાકી છે.

આમ આખા ભારતની એકતા આણવામાં ધીમે ધીમે કોંગ્રેસે ઘણો જ અગત્યનો ફાળો આપ્યો છે. મ્હેં સિંધ અને સરહદ પ્રાંત સિવાય હિન્દના બધા ભાગોમાં પ્રવાસ કર્યો છે, ને હું ખૂબ પૈસાદારવર્ગ, મધ્યમવર્ગ, તેમજ ગરીબ-વર્ગ ત્રણેનો મહેનાન બન્યો છું. ઘણે ભાગે તો હું મારાજ ધર્મના લોકોને ત્યાં રહયો છું, પણ બીનખ્રીસ્તી લોકોએ પણ મને એમને ત્યાં નોતર્યો છે. આ બધામાંથી ઘણા મોટા ભાગના ઘરોમાં મ્હેં મહાત્મા ગાંધીજી અને એવા જ બીજા લોકપ્રિય નેતા જવાહરલાલ નેહરૂનાં ચિત્રો જોયાં છે, તે પછી મૌલાના આઝાદ અને રાજેન્દ્રપ્રસાદનાં ચિત્રો આવે છે, ને ત્યાર પછી સ્થાનિક કોંગ્રેસ નેતાઓના. એક વખત એવો આવશે કે માત્ર રાજકીય ક્ષેત્રમાં જ સત્ય અને અહિંસાનો મંત્ર પ્રચારવા માટે નહિ પરંતુ અદ્દભુત રીતે સમગ્ર હિન્દમાં એકતા લાવવા માટે ગાંધીજીનું નામ અમર થઇ જશે.

### ૧૪ આ બધું ઉગ્ર અવરોધ છતાં

લોર્ડ સેલીસબરીએ એકવેળા કહ્યું હતું કે જે લોકોને રાહ જોતાં આવડે છે તેમનું ભાવિ નિશ્ચિત છે. હિન્દી રાષ્ટ્રીય મહાસભા આજે પચાસ વર્ષ કરતાં પણ વધારે સમયથી અનેક મુશ્કેલીઓ વચ્ચે કામ કરી રહી છે. મતભેદ અને કાર્યપદ્ધતિ અંગેનો વિચારભેદ વારંવાર કાર્યને રોકતો કરતો જણાય છે, પણ એમાંથી રાજકીય જાગૃતિ આવી છે. એથી નવા અને વિકટ પ્રશ્નો પણ ઉપસ્થિત થયા છે, અને એ પ્રશ્નોનો સંતોષજનક ઉકેલ પ્રભુએ આપણા રાષ્ટ્રીય આંદોલનના નિર્માતાઓના હાથમાં સોંપ્યો છે.

આપણા મુસલમાન ભાઇઓમાં શક્તિ વધી છે, અને એ શકિત પોતાના હકોના સંરક્ષણની દિશામાં વળી છે. એમની રાજકીય અસ્મિતા જે કમનસીબ સ્વરૂપ લે છે તેથી આપણી માતૃભૂમિની આ બે મોટી કોમોમાં અંતર વધતું જાય છે. મારી તો પૂરેપૂરી ખાત્રી છે કે આખરે તો બન્ને વચ્ચે સંધિ થવાની

જ છે અને એકવાર આર્થિક અને રાજકીય સ્વાતંત્ર્ય માટે બધી કોમો ભેગી થાય, તો પછી ૧૨ મી કોંગ્રેસના પ્રમુખ સર ઇબ્રાહીમ રહીમતુલાએ ૧૮૯૬ માં કહ્યું હતું " આ દુનીયાપરની કોઇપણ સત્તા એવી નથી કે જે આપણા ન્યાય્ય અને કાયદેસર હકની આડે આવી શકે." તે સાચું નીવડે.

જ્યાં સુધી બને ત્યાં સુધી પોતાના જ હાથમાં બધી સત્તા પકડી રાખવા માગતી ઇર્ષ્યાળુ નોકરશાહી, અને એના હાથમાંથી, સત્તા છીનવી લેવા મથતી પ્રગતિશાળી રાષ્ટ્રવાદી સંસ્થાના ઘર્ષણથી ગેરસમજુતી ફેલાવા છતાં એની પર જુલ્મો થતા હોવા છતાં, રાષ્ટ્રીય ચળવળ ૧૮૮૫ થી ઉત્તરોત્તર બળવત્તર જ બનતી ગઇ છે. પોતાના માર્ગમાં આવતા બધાય અંતરાયોને ધસડીને જેમ પર્વતમાંથી વહેતું ઝરણું આગળ વહે છે, તેવી રીતે, ન્યાત અને જાત, ભાષા, રીતરિવાજો, ટેવો, પહેરવેશ, એ બધી અસમાનતાના ભેદો ને અંતરાયો દૂર કરીને હિન્દી રાષ્ટ્રિય મહાસભા પોતાને માર્ગે ચાલી જાય છે. એકતાનું કાર્ય બહુ ઝડપી પ્રગતિ કરી રહ્યું છે. પ્રાંતિય અને જાતિય વૈમનસ્ય લુપ્ત થયું છે, ને સમાન ધ્યેય અને વિચારસરણી ધરાવતું નવું હિન્દી રાષ્ટ્ર આજે ઘડાઇ રહ્યું છે

જો કે, વખતો વખત ભૂલો થયાં કરી છે. પરંતુ, કાર્યશીલ અને જીવંત એવી કોઇપણ સંસ્થામાં એવી ભૂલો અનિવાર્ય છે. દયાજનક વાત તો એ છે કે ટીકાકારો સમજતા નથી કે તેઓ પણ જો એવી જ પરિસ્થિતિમાં મુકાયા હોત, તો તેઓ પણ એવી જ કે એનાથી ભયંકર ભૂલો કરત. પછી જો તેઓ પોતાની જાતને દેવ માનતા હોય તો જૂદી વાત છે. પણ એક વાત તો દીવા જેવી સ્પષ્ટ છે, કે બીજી કોઇ પણ રાજકીય કે બીનરાજકીય એવી સંસ્થા નથી કે જેણે આટલું બધું મેળવ્યું હોય અને સિદ્ધિના પ્રમાણમાં જેના દોષો નહિ જેવા જ હોય. અને એટલું જ કહીને હું આ ચર્ચા બંધ કરૂં છું.

# HAMARA HINDOSTAN PUBLICATIONS

Our publications are managed by students, interested in the Constructive Programme. The publications are done in English, Hindustani and some vernacular languages at low prices without any consideration of profit.

In these publications we endeavour to put before the student world in particular and wider public in general ideas and ideals, their exposition and elucidation that would help to solve the intricate problems arising out of our position as a subject nation fighting for its freedom and striving to evolve and establish a new world order based on the foundations of Non Violence and Truth.

The following is the list of series conducted by us and books already published:

*New Age Architects Series*

| | | | |
|---|---|---|---|
| 1 | Youth's Burden (4th Ed.) ... .. | As. | 2 |
| 2. | Character, Patriotism and Indian Swaraj | ,, | 6 |
| 3 | The Voice of the Autumn Leaf . | ,, | 4 |
| 4 | I Fought For My Country's Freedom . | ,, | 8 |

*Unity Series*

| | | | |
|---|---|---|---|
| *1 | Jinnahsaheb Please (2nd Ed.) . | | 8 |
| 2 | He Follows Christ (2nd Ed.) | | 8 |
| 3 | Unity | ,, | 8 |

*[illegible]*

| | | | |
|---|---|---|---|
| *1 | Bapu's Boswell (2nd Impression) | | [illegible] |
| *2 | Two Eyes of India | | [illegible] |
| 3 | Bavajki Tapsiddhi (Hindustani) | ,, | 8 |
| *4. | Bapu (a photo) . | | 1 |

*Specials*

| | | | |
|---|---|---|---|
| 1 | Imperialism Unmasked by Louis Fischer (3rd Ed.) | | 8 |
| *2 | Nehru Firing a Challenge (Banned) . | Re | 1 |
| 3 | The Ordeal Begins | As | [illegible] |
| 4 | They Speak for India . . | ,, | 6 |
| *5 | The Fifty Facts About India (Banned) | ,, | 8 |
| 6 | Economics of Non Violence (2nd Ed.) As. 8 & Rs. | | 1/4 |
| 7 | Twenty Question About Russia | As. | 8 |
| 8 | Post War Reconstruction | | 12 |

[illegible] [illegible]

